# બાળકોની કુટેવો

લેખક:
ગિજુભાઈ

પ્રકાશક:
નાનાભાઈ, ગિજુભાઈ
શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થિભવન, ભાવનગર

# બાળકોની કુટેવો

રતુભાઇ અને રેવાબેન તેવતેવડાં છે. બન્નેને પાંચમું વર્ષ ચાલે છે.

ચંદનબેને ચિંતાપૂર્વક વાત રજુ કરી કે 'રતુભાઇ અને રેવાબેન સાથે રમે છે તો ધ્યાન રાખજો. એને ખરાબ ટેવ પડી હોય તેમ લાગે છે.'

મારૂં એ બાબત પર ધ્યાન છે જ. સાધારણતઃ બાલમંદિરનાં નાનાં કે મોટાં બાળકો મંદિરમાં હોય છે ત્યાં સુધી ક્યાં બેસીને અને શું કામ કરે છે તે હું જોયા જ કરૂં છું. બને તેટલી તેમની વાતો પણ સાંભળવાનો પ્રયત્ન કરૂંછું.

બાલમંદિરમાં આવીને કેટલાંએક બાળકો 'ચાળા કરવાની' રમતો એકલાં અથવા એક બે ભેગા થઇ નહિ જ કરતાં હોય એમ ન કહું; પણ મેં તેમને તેમ કરતાં કદી જોયાં નથી. ઘર-

ઘરની રમતમાં તેઓ પણ ન સમજી શકે તેમ સંસારનું જીવન પ્રતિબિમ્બિત કરે છે. એક રીતે ત્યાં તેઓ જેમ અતૃપ્ત ઇચ્છાઓને તૃપ્ત કરવાનો વખત લે છે તેમજ તેઓ માબાપનું જીવન જીવવાનો પ્રયત્ન કરે છે. તે રમતોમાં જ્યારે જ્યારે ને જ્યાં જ્યાં મને ઠીક ન લાગે તેવું દેખાયું છે ત્યારે ત્યારે મેં તેનું સ્વરૂપ બદલી નાખ્યું છે; દાખલા તરીકે ઘરઘરની રમતમાં ખોટું ખોટું શાક લેવા જવું ને ખોટું ખોટું રાંધવું વગેરે કરવાને બદલે ઘર સાફ કરવું, મોટા મોટા પથરા લાવી તેની દિવાલો બાંધવી વગેરે જાતનું કામ બતાવું છું.

રતુભાઇ અને રેવાબેન સાથે રમતાં જોવામાં આવે છે. ઘણી વાર બાળકો સાથે મૂતરવા કે હંગવા જાય છે. શેરીમાંથી કે ઘરમાંથી કોઇ બાળકને ‘શી’ ચૂંથવાની ટેવ પડી હોય છે તો તે બીજાને તે વખતે બતાવે છે અથવા તો તે બીજું બાળક જુએ છે ને તેમ કરવા પ્રેરાય છે.

‘શી’ ચૂંથવાનું એક અને મુખ્ય કારણ ‘શી’ ગંદું રહે છે તે છે. આપણે જાણતાં નથી કે ‘શી’ની અંદર ભરાયેલો મેલ કાઢી નાખવામાં ન આવે તો બાળકને ચળ આવે છે ને તેથી તે ચૂંથે છે. એમ પણ કહેવાય છે કે બાળકને પેટમાં કૃમિવિકાર

વધારે બળવાન્ પ્રમાણમાં હોય છે ત્યારે પણ તેની 'શી' એ ચળ આવે છે. મળદ્વારે પણ ચળ આવે છે.

ઘણીવાર માબાપો 'શી' ને સાફ કરવાનું સમજે છે પણ વધારે સાફ કરવામાં જ એક જાતની ચળ ઉત્પન્ન કરે છે.

કેટલાંએક માબાપો કે સગાસંબંધીઓ ગમ્મત ખાતર પણ બાળકના 'શી' ને સ્પર્શી તેમાં ચળ ઉભી કરે છે. એમાં તેઓ એક જાતનો આનંદ લે છે. 'શી' ને જાતજાતનાં નામથી સંબોધે છે. આવાં માબાપો ઘણું ખરૂં અશિક્ષિત અને ગામડાનાં હોય છે. છતાં શહેરમાં વસતાં પણ એ જ કબછઅનાં માબાપો પણ એવું જ કરે છે.

ઘણીવાર માનસિક માંદગી વાળી મા બાળકોના 'શી' ની ચળમાં ને તેથી આવતા ચલનમાં —તેને જોવામાં—આનંદ લે છે.

વળી જે ભાઇબાંડુઓને આવી ચળમાં ગમ્મત આવ્યાનો અનુભવ થયો છે તેઓ બીજાં બાળકોમાં ચળ પેદા કરવાનો માર્ગ શોધી કાઢે છે.

બાળકોને ઘણીવાર ચળની મઝાનો માર્ગ એકાએક જડી આવે છે. ઘણીવાર બાળક ઉંધું સૂતું હોય છે તેથી 'શી' દબાણમાં આવે છે ને તેથી ઘર્ષણ થતાં

તેમાં જાગૃતિ આવે છે ને પરિણામે ચળનો આનંદ આવે છે.

કેટલીકવાર ચડીઓ કડક પડતી હોવાથી ચડીનું લૂગડું 'રી' સાથે ભટકાય છે ને તેથી ચળ પેદા થાય છે.

ગરમ ખોરાક, અત્યન્ત ગરમ કપડાં, સખ્ત ગરમ હવા, ઓઢવાનાં ગોદડાં વગેરેનું દબાણ ને એવું એવું પણ ચળ પેદા કરે છે એવું મારૂં માનવું અને કંઇક અનુભવ છે.

જરા આગળ જઇને કહીએ તો વિજાતીય બાળકોનાં સાથે સૂવામાં ચળનો જન્મ સંભવિત છે. વળી શરીરોના સાથે અથડાવાથી તેમ બને છે.

ચળ વાતાવરણમાંથી પણ આવી ચડે છે. મા-બાપોનું અને સંસારીઓનું વાતાવરણ ચળનું જો કે બિલકુલ માની ન શકાય તેવું અને દેખીતી રીતે દૂરદૂરનું છતાં ચોક્કસ અને મજબૂત કારણ હોય એમ મારૂં માનવું છે.

આમ ચળનાં ઘણાં કારણો છે. ખસ કે ખરજવું થાય છે તેને ખબર છે કે ચળ એ રોગમાંથી ઉત્પન્ન થએલી વસ્તુ છે છતાં કેવી મીઠી લાગે છે. ઇંદ્રિયોના સર્વભોગો પણ એક રીતે ચળનું જ પરિણામ છે પરન્તુ આપણે તેના વિધિનિષેધો મૂકીને ચાલીએ

છીએ તેથી એ ચળને આપણે ત્યારે જ ખરાબ કહીએ છીએ કે જ્યારે આપણને તેનાથી શારીરિક, માનસિક કે આધ્યાત્મિક કે બીજું કોઇ જાતનું નુકસાન થાય છે.

વળી ચળ મનુષ્યમાં અમુક વખતે સ્વાભાવિક અને અકૃત્રિમ હોવાથી તે ઇષ્ટ અને ધર્મ્ય હોઇ શકે છે પરન્તુ બાળકોમાં તો ચળ શરીર અને મનના રોગનું પરિણામ છે, વાતાવરણની માઠી અસરનું ફળ છે માટે તેનો તો અવશ્ય વિચાર કરવો ઘટે જ છે.

ઉપર કહ્યા જે જે કારણોથી બાળકમાં ચળ પેદા થાય છે તેમાંનું કયું કારણ અમુક બાળક પરત્વે છે એ શોધી કાઢવું જોઇએ. આ શોધવા માટે આપણે બાળકને તેમની ચળની સ્થિતિમાં અવલોકવા જોઇએ. ઘણીવાર આપણે આપણી પોતાની જ તેમના પ્રત્યેની વર્તવાની રીતથી આપણું તેમને વિશેનું અવલોકન અશકય અથવા મુશ્કેલ કરીએ છીએ. બાળકને જ્યારે લાગે કે આ લોકો આપણી ક્રિયાને જોવાને બેઠા છે, અથવા તેઓ જ્યારે તે વિશે આપણને બોલતાં સાંભળે ત્યારે તેઓ પોતાની ક્રિયા વિશે આપણે કંઇક ધારીએ છીએ એવો ખ્યાલ લે છે. નાજુક પ્રકૃતિનાં બાળકોને આપણે તેમની પ્રવૃત્તિ વિશે વાતો કરીએ કે તેમને કામ કરતાં જોઇએ તે પણ ગમતું

નથી. તેઓ બધું સંતાઇને કરવા માગે છે. તેઓને જાણે કે આપણી શે પડે છે કે છાંયા લાગે છે. નાજુક પ્રકૃતિનાં ન હોય તેવાં બાળકો પણ જ્યારે તેમની પ્રવૃત્તિ વિશે ટીકા થતી સાંભળે છે ત્યારે કે જ્યારે તે પ્રવૃત્તિ વેશે આપણે 'યોગ્ય' 'અયોગ્ય' એવું પ્રમાણપત્ર આપી એકનો આદર અને બીજાનો તિરસ્કાર, એક માટે સ્તુતિ બીજા માટે નિંદા, એક માટે ઇનામ બીજા માટે શિક્ષા કરીએ છીએ ત્યારે તેઓ પોતાની પ્રવૃત્તિઓ સંતાડે છે. તેઓને જ્યારે 'ગિજુભાઇ' વિશે એમ લાગે છે ત્યારે તેઓ બને તેટલા છુપાઇ જાય છે. સાધારણતઃ બાળકોનાં દિલ આપણાં તરફ ઉઘાડાં હોય છે. તેમની પ્રવૃત્તિ તેઓ તેમનાં અંગ જેમ ખુલ્લી જ રાખે છે. તેઓ શરીર અને મનથી નગ્ન જ રખડે છે. પણ જ્યારથી આપણી શરમ અથવા ધમકી અથવા વઢવુ અથવા પાપ અપાપની ફિલસુફિ અથવા 'એમ થાય નહિ' અથવા 'છીટ્' એવું આવે છે ત્યારથી તે અન્તર બાહ્ય કપડાં પહેરવા માંડે છે. તેને તેમ કરવાની ફરજ પડે છે ને ત્યાર પછીથી બાળકને અવલોકવાનું કામ આકરૂં થઇ પડે છે.

માટે પ્રથમતઃ આપણે બાળકોને તેઓ જે કરે છે તે વઢ્યા વિના જોઇએ. તેઓ ખરેખર શું કરે

છે તે જોઇને તે શા કારણથી કરે છે તેની ખોજ કરીએ અને પછી તે કારણો જ દૂર કરીએ.

વ્યક્તિગત અવલોકનમાંથી જે જડી આવે તે ઉપરથી વ્યક્તિગત ઉપચાર કરવા ઉપરાંત અત્યાર સૂધીમાં જાતઅનુભવથી જે જાણવામાં આવ્યું છે તેનો પણ લાભ લઇએ.

બાળકોને બીજાં બાળકો સાથે રમવું ગમે છે. રમવાની જરૂર પણ છે. પણ તેથી બાળકોને ગમે ત્યાં ગમે તેની સાથે અને ગમે તે રમત રમવા છૂટાં ન જ મૂકવાં. બાળકને ન ભાસે તેમ આપણે તેની કાળજી લીધા જ કરવી.

શેરીના પાંચ છોકરાં ભેગાં થાય ને રમે ત્યારે જોવું કે કોણ કોણ કેવી ટેવવાળાં, કેવા ઘરમાંથી આવેલાં, કેવી રમતો તરફ આખી મંડળીને તુરત જ ઉપાડી જાય તેવાં છે. સારા ઘરનાં બાળકો જેને ચળ વિશે કશી ખબર નથી પડી હોતી તેઓ શેરીની અંદર ભેગાં થએલાં બાળકો પાસેથી ચળની વાત જાણે છે. નવીનતા હોવાથી તેમાં મોહ થાય છે. ચળનો નવો અનુભવ વિચિત્ર અને ફરી ફરી ને જોવા જેવો લાગતાં તે ફરી ફરીને કરવા જાય છે એટલામાં તો તે ખરાબ ટેવમાં સપડાઇ જાય છે. આવે વખતે જો બાળકને શેરીમાંથી ખુબીથી દૂર કરવા ઉપરાંત બીજી પ્રવૃત્તિ

ઉપર ચડાવવામાં ન આવે તો અને ઉલટું તેને ધમકાવી શેરીમાં જવા દેવાની કે આમ તેમ ન કરવાની સખ્ત મના કરવામાં આવે તો બાળક ચળને છાનું માનું કરશે. કંઇક ઓઢીને કરશે. એકાદ અંધારી જગાએ જઇને કરશે.

બાળકને ખોટો પણ જેમાં રસ લાગ્યો હોય તેની સામે જ્યારે વિરોધ થાય છે ત્યારે તે સામો વિરોધ કરે છે; માત્ર તે ગુપ્ત પણે.

માટે આપણે આપણાં બાળકોને પ્રથમ સારી સોબતમાં મૂકવાનો ખૂબ આગ્રહ રાખીએ. પૈસાદાર-ના છોકરાં સારાં ને ગરીબનાં નહિ, કહેવાતાં ખાનદાનનાં બાળકો સાથે ભળવાં દેવાં અને દેખીતા અજડ માણસોનાં બાળકો સાથે નહિ એવું ધોરણ ખોટું છે. ઘણીવાર ઉપરની ખાનદાની અને સંસ્કારીતા પાછળ વધારેમાં વધારે કચરો હોય છે; જ્યારે ઉપલક અજડ-પણા પાછળ સાફ સાફ ચોખ્ખાઇ પણ હોય છે. એટલે આપણાં બાળકોનાં સાથીઓની પસંદગી બાળકની પરીક્ષા કરીને કરવી.

બીજું બાળકો જ્યારે આપણાથી છાનાં રમવા માગે ત્યારે આપણે તેમનો વધારે ચિંતા ભર્યો વિચાર કરવો કુટેવ વાળાં બાળકો દૂરની કે એકાંતની જગા માગશે. ત્યાં રમવાનો ડોળ કરશે. પણ તેમાંથી

કુટેવને ચલાવી શકાય તેવી રમત શરૂ કરશે. અનુભાવીઓ જાણતા હશે કે બાળકો ઘણીવાર દાક્તર દાક્તતરની કે એવી રમતમાંથી 'શી' ચૂંથવાની કે એવી રમત લે છે. અવલોકનકારને ખબર છે કે સાધારણ રીતે બાળકોની રમતમાં ગડબડ ઘોંઘાટ દોડાદોડ વગેરે હોય છે પરન્તુ જ્યારે તેઓ ચળની રમતે ચડે છે ત્યારે તેઓ ચૂપચાપ અને શાંત બને છે. બહુ શાન્ત રમત ચાલતી હોય ત્યારે શું થાય છે તે તપાસી લેવાની જરૂર છે.

માટે બાળકો જાણીતી જગ્યાએ, આંખ તળે, ઉઘાડી રીતે રમે તે ઇષ્ટ છે. આપણને ગડબડ થતી હોય તો શાન્તિથી રમત કેમ થાય તે બતાવીએ, શાન્ત રમતો બતાવીએ, અગર ગડબડ સહન કરીએ અગર ખુલ્લા હવાપ્રકાશવાળા મેદાનમાં રમવાની વ્યવસ્થા કરીએ. કુટેવવાળાં બાળકોને એકાંત, અંધારૂં, થોડી સંખ્યા વગેરે અનુકૂળ થઇ પડે છે.

કુટેવવાળાં બાળકોને તેમની બોલવાની રીત ઉપરથી ઓળખી શકીએ.

જ્યાં સુધી માબાપ અને બાળકો ઉભય વચ્ચે વિશ્વાસ છે ને બાળક માબાપથી નિર્ભય છે ત્યાં સુધી બાળક પોતાની વાત છૂપાવશે નહિ; છૂપાવવાનું એક ગાઢ ભૂત કારણ ભય છે. જ્યારે એકવાર

બાળકને ભય લાગી જાય છે ત્યારપછીથી તેને નિખાલસ કરવું ભારે મુશ્કેલ છે. ત્યારપછીથી નિખાલસ કરવાના પ્રત્યેક પ્રયત્ને તેને ઢોંગી થવું પડે છે. એકવાર બાળક ભયવશાત્ જૂઠાં બોલું થયું એટલે તો તેને જ ક્યાં ખોટું છે ને ક્યાં સાચું છે તે પારખવાની ભાંજગડ કરવી જ પડશે.

જૂઠાં બાળકો હંમેશ કાંતો નીચું જોઇને, કાંતો ખુશામત ભર્યું હસીને કે ગેલ કરીને, કાંતો ડરતાં ડરતાં, કાંતો અચકાતાં અચકાતાં, કાંતો અગાઉથી જ 'હું કહું છું તે સાચું કહું છું, અથવા તો અમારે તો સારી રમત રમવી છે, ફલાણાભાઇ અમને આમ આમ રમાડે છે પણ અમે એમ નહિ રમીએ' એમ બોલશે. જૂઠાની ઓળખાણ માટે આ બધું ધ્યાનમાં રાખવું.

આગળ લખ્યું તેમ એક ઉપચાર બાળકોને સારી સોબત આપવાનો છે.

બીજો ઉપચાર બાળકોને નિરોગી અને ખાસ કરીને સ્વચ્છ ઇંદ્રિયોવાળાં રાખવાનો છે. આ ઉપરાંત ઉપર જે જે બાબતોથી ચળ પેદા થાય છે તે તે દૂર કરવામાં ઉપચાર રહેલા છે.

આપણે ઉપચાર કરીએ પણ બાળકને તે વિષે ખરાબ સારો અભિપ્રાય ન બતાવીએ. તેને દુષ્ટ કે

પાપી કે તોફાની કે ખરાબ કહી ધૂતકારીએ નહિ. જેમ દાક્તરો રોગનો ઉપાય કરવાનું કામ કરે છે, દરદીને વઢવામાં કે દુષ્ટ ઠરાવવામાં કશું વળતું નથી એમ જાણે છે તેમ જ આપણે આ બાબતમાં કરવાનું છે.

આપણા ઉપાય એવા તો ન જ હોય કે બાળક ઇંદ્રિયને ચૂંથે ત્યારે કહીએ કે ' રોયા હાથ અડાડીશ તો હાથ કાપી નાખીશ.' 'રાંડ હવે જો એમ કરીશ તો મારી જ નાખીશ.' આપણે એમ પણ ન કહીએ કે ' જો ને ભૂંડો ભૂખ જેવો લાગે છે. રોયા ચોરણી પહેરી લે.'

આ ગંદું છે, છી છે, હાથ ધોઇ નાખો. એમ એમ કહીએ તો તેમાં કાંઇક ઠીક છે પરંતુ બાળકને એવો ભેદ પાડતાં નથી આવડતું. એને ટેવને લીધે મોઢામાં હાથ નાખવો કે નાકમાં આંગળાં નાખવા ગંદાં નથી લાગતાં. તે માટે તો તે ટેવો દૂર થાય તેવા સીધા કે આડકતરા ઉપાય જ કરવાના રહ્યા.

બાળકો રમત રમતમાં બથોડાં ભરે છે. કુસ્તી કરે છે. એક બીજાને હાથ ફેરવે છે ત્યાં પણ તીવ્ર દૃષ્ટિથી જોતાં રહેવાનું છે. એમાંનું એકાદ બાળક ચળની કુટેવમાં હોય છે તો તે અન્યને તેમાં લઇ

જાય છે. શરીર ઉપર હાથ ફેરવતાં ફેરવતાં ગુહ્ય ઉપર હાથ લઇ જઇ ત્યાં ગદગદીઆં કરી ચળ ઉત્પન્ન કરે છે ને ત્યારથી નવું બાળક ટોળીમાં ભળે છે. બથોડા- માં શરીરે શરીરનું સંઘર્ષણ ચળની ગતિમાં બાળકને ઉપાડી ન જાય તે જોવું જોઇએ. બધાં બથોડાં ખરાબ છે એમ નથી પણ અણસમજણે મોટાં બાળકો નાનાં બાળકોને ગમે તેવાં ગદગદીઆં કરે છે તેની પાછળ અજાગૃત એવો વિકાર sex નો sensat- ion અનુભવ છે. સામું બાળક ઘણીવાર તેવા જ ભાવે તે sensation ને અનુભવે છે. અહીં બન્ને પક્ષે નિર્દોષતા છે પણ તે વસ્તુ સારી નથી. એકવાર એમ નો માર્ગ ઉઘડયા પછી તે બંધ થવો આકરો છે. બાળક પોતાની શરૂઆતની ચળમાંથી આગળ જતાં હસ્તદોષ તરફ અને ત્યાંથી અંદર અંદરના સૃષ્ટિ વિરૂદ્ધ કર્મમાં જાય છે.

નાનાં બાળકોને જોવાની ફુરસદ લેનાર અને તેમની વચ્ચે જે કૃત્યો થતાં હોય છે તે જોઇ તે શું થાય છે તે શોધવા માટે ધીરજ રાખનારાઓ જાણે છે કે છેક નાનાં બાળકોમાં પણ એકજાતીય ઘર્ષણના પ્રકારો જોવામાં આવે છે. એકજાતીય કે વિજાતિય બાળકો માબાપો જેમ વર્તન કરતાં જોવામાં આવ્યાં છે. બાળકો આવું ક્યાંથી

શીખતાં હશે તે આપણે માબાપ જ કહી શકીએ. જેઓ વાણીથી કે આવી ક્રિયાથી આમાં કશું સમજી શકતાં નથી તેવાં પાંચ અને ચાર વર્ષનાં બાળકો આવું વર્તન કરે છે ત્યારે આપણે પોતાનાં યોગ્ય વ્યવહારમાં બાળકોના હિતની દૃષ્ટિએ કેટલાંબધાં ગાફલ છીએ તે સમજી શકાય છે. માબાપો પોતાનાં દેહદેહના સુખો વધારે સંભાળથી અને સંયમથી કરે એમાં બાળકોનું જ હિત રહેલું છે એટલે એ વિષે કોઇને કશું સમજાવવાપણું નથી જ રહેતું. આપણે એમ માનીએ છીએ કે બાળકો એમાં શું સમજે ? બાળકો હજી એવું કશું સમજવા શક્તિમાન નથી. પરન્તુ બાળકોને આંખ છે કાન છે અને સૌથી વધારે મન છે. આ સર્વ ઉપર આપણું વાતાવરણ અને આપણું વર્તન છપાયાં જ જાય છે. બાળક મોટું થાય છે તેની સાથે જ જેમ ઝાડનાં પાંદડાં ફુટતાં જાય છે તેમ આ છાપો બહાર આવી ક્રિયારૂપે દેખાય છે. પછી આપણે આપણા જ કૃત્યના ફળોને જોરથી દાબી દેવા બાળકને મારીએ છીએ, વઢીએ છીએ, આડોશી પાડોશીનાં બાળકો ખરાબ થઇ ગયાં એમ કહીએ છીએ અને દુનિયા બગડતી ચાલે છે એવો આરોપ મૂકીએ છીએ. આપણે આપણી ભૂલ ને શોધીએ.

વિકારવશપણું એ માત્ર શારીરિક વસ્તુ નથી. એ શરીર મન ઉભયની છે. એટલે માબાપની જેટલી માનસિક પ્રકૃતિ સ્વસ્થ તેટલું બાળકનું માનસ આવી બાબતમાં નિરોગી એ વાત કદી પણ આપણા લક્ષમાંથી બહાર જાય નહિ.

બાળકોમાં જીજ્ઞાસાવૃતિ ખૂબ હોય છે. તેમનાથી ન સમજાય તેવું કદાચ તેઓ જોઇ જાય છે તો તેઓ તે બાબતમાં વધારેને વધારે ઉંડા જાય છે. ઘણીવાર બાળકની આવી જીજ્ઞાસાને શેરીના વાતાવરણમાંથી વિકૃત એવું પોષણ મળે છે. તેઓ કંઇક સમજે છે કંઇક નથી સમજતાં છતાં માબાપોમાં આમ હશે ને તેમ હશે એવી કલ્પના ઉપર ચડે છે ને તેવું કરવાનો પ્રયત્ન કરે છે.

ઉપચારની દૃષ્ટિએ બાળકો ઉપર જાગતિ આંખ આવશ્યક બાબત છે. ડામચીઓ, પડદા, ખાટલા પાછળ ધોલકી એ બધાં સ્થળો અવળે રસ્તે ચડી ગયેલા બાળકો માટે વધારે બગાડનારાં છે. મા કે બાપ કહે છે ત્યાં શું કરો છો ?' છોકરાં કહેશે 'એતો રમીએ છીએ.' બસ ત્યાં વાત પતી જાય છે, પણ બાળકો આપણને શરમાવે અને પોતાને નુકસાન કરે તેવું કરે છે તે તપાસીને જોઇશું તો જણાશે. બાળકો માટે એલાયદી જગા હોય તેમના મિત્રો સાથે તેઓ

રમે એવું સ્થળ હોય પણ તે આપણી આંખથી કેવળ અદીઠ ન જોઇએ. કેટલાંએક માબાપો બાળકો માટે ખાસ ઓરડો Nursery પસંદ કરે છે. હું તેને પસંદ ન કરૂં. ભાઈબેનો કે નજીકના સંબન્ધના કાકા દાદાના કે મામા માસીનાં છોકરાં પણ આવી એકાન્ત જગામાં ભૂંડા ચાળા કરતાં શીખ્યાના દાખલાઓ મારા જાણવામાં છે. ખરેખર ઉપચાર કરવાનો આપણો વિચાર જ હોય તો આપણે આપણાં બાળકોમાં આવી બાબત આવે જ નહિ એવું માનવાની ભૂલ કદી પણ ન કરવી. એ તો અનેક કારણોથી આવી જાય છે. ઘણા માબાપો પોતાનાં બાળકો સંબન્ધેના કુલક્ષણો સ્વીકારતાં જ નથી. મોટે ભાગે માબાપો પોતાનાં બાળકોને કેવળ નિર્મળ અને અણુસમજુ જ માને છે. કોઇ એવી વાત કરે તો તેની સાથે લડે છે. પોતે એ વાત પોતાની જાત સાથે પણ કબુલ કરવા નારાજ હોય છે. તેથી તેઓ નજરે નજરની વાતને પણ બીજાને માથે ઢોળી નાખે છે અથવા તો ગમે તેવો ખોટો ખુલાસો કરી લે છે. પણ ખરો રોગ આપણામાં છે. ખરી ભૂલ કે બેદરકારી આપણી છે. સૌ પોતપોતાનો દોષ કાઢે અને સૌ પોતપોતાનાં બાળકો અને જાત માટે દરકાર રાખતાં થઇ જાય

તો કોઇને કોઇનો વાંક કાઢવાનું નહિ રહે. આપણે મનુષ્ય છીએ, નિર્બળતા વિનાના નથી, સંસારી છીએ, આપણું બાળપણ ભૂલોથી ભરેલું છે એ બધું આપણે કબૂલ કરીએ તો આપણને બાળકોના દોષો સાંભળતાં કે જોતાં જે કંપારી આવવાની ટેવ પડેલી છે તે છૂટી જશે ને આપણે આપણાં બાળકોનું હિત વધારે સારી રીતે સાધી શકીશું.

હું એવા માબાપોને જાણું છું કે જેઓ પોતે જ અનેક દોષો વાળું બાળપણ જીવ્યા હોવાથી તેમને તેમના બાળબચ્ચાંઓની ખૂબ ચિંતા છે. પણ એકલી ચિંતાથી કશો લાભ ન થાય. બાળકો ઉપર તેવાં માબાપો સખ્ત કાબુ રાખે છે ને બંદીવાન જેમ તેમની હિલચાલ તપાસે છે. તેમની સૂચક પ્રશ્નોથી તપાસણી કર્યા કરે છે ને તેમના જીવનના સામાન્ય હક્કોની ઉપર વિના દલિલે કે વિના સમજા વટે તરાપ મારે છે. આમ કરવાથી ઉલટું બાળક ચોર થશે, તેણે માબાપને છેતરવાનું અને લાગ આવે ત્યારે ભાગવાનું જ રહ્યું.

પોતાનાં બાળકો માટે અતિ ઉંચો અભિપ્રાય ધરાવનારાં માબાપો ઘણીવાર છેતરાય છે. મોટા માણસોમાં આ ટેવ છે. તેમના અભિપ્રાયને ખોટો પાડી તેમનું અભિમાન ખંડિત કરનાર તેમની આસ-

પાસ કોઇ ન હોવાથી તેમનાં છોકરાં વધારે બદફેલીમાં પડે છે. આવાં માબાપો, કહેવાતાં મોટા માણસોનાં છોકરાં સારાં જ હોય એવું અનુમાન કરી તેવાં છોકરાંને એકઠાં થવા દેવાની, રમવાની વગેરે જાતની શ્રીમન્તાઇને છાજે તેવી અનુકૂળતા કરી આપવાની સાથે જ કુટેવોની અનુકૂળતા કરી આપે છે. તેઓ ઘણીવાર બાળકો સંબન્ધેના વિચારો કરવા કે તેમની કાળજી લેવાં નવરા જ હોતા નથી તેથી બાળકો પોતાની નવરાશનો ઠીક દુરુપયોગ કરે છે.

માબાપોએ આ બધી ઝીણી ઝીણી બાબતો ધ્યાન પર લેવી ઘટે છે.

બાળકો આપણી સાથે કેમ ગેલ કરે, રમે વગેરે બાબત પણ આપણે સમજી લેવી ઘટે છે. આપણે તેને ભીંસીને કે દાબીને રમાડીએ કે બે પગ વચ્ચે દાબી દઇને રમાડવાનો કે હસાવવાનો આનંદ લઇએ કે તેને ચુંબનોથી ન્હવરાવ્યા કરીએ તે બધું વિકારી છે કે અવિકારી તે આપણે આપણી જાતને અને આપણા આવેશોને ઓળખતા હોઇએ તો જાણી શકીએ અને તેવું પણ જો બાળકમાં વિકારીપણું દાખલ કરે છે એમ માનીએ તો તેમ કરતાં અટકીએ. કારણ કે બાળક જે સ્થૂળ ક્રિયાઓ કરે છે તેનું મૂળ તો સૂક્ષ્મમાં છે ને તે મૂળનો

પોષણ આપનારાં આવાં વાતાવરણનાં, સોબતના, આપણાં સ્પર્શના, આપણા વિચાર અને વર્તનની હવાનાં સાધનો છે. બાળકોને નિર્મલ રાખવા નિષધાત્મક ઉપચાર તરીકે આપણે આ બધી બાબતનો વિચાર કરીએ.

ચળ આવતી હોય તેવાં અર્થાત્ ખોટાં ચાળા કે ક્રિયા કરનારાં બાળકોને રસ્તે લાવવાનું કામ અઘરૂં છે છતાં તે સાધ્ય છે. ઉપર કહ્યા ઉપચારો ઉપરાંત એક વિશેષ અને અતિમહત્વનો ઉપચાર બાળકોને પ્રવૃત્તિ આપવાનો છે. ઉદ્યોગી મનુષ્યમાં કળજુગને પેસવું આકરૂં છે. આળસ સેતાનનો દરવાજો છે. બાળકોને સદૈવ તંદુરસ્ત પ્રવૃત્તિ જોઇએ. તે ન મળે તો તેઓ નીચે ઉતરી હલકી ક્રિયાઓ કરે છે. બાળ પ્રવૃત્તિઓમાં ક્રિયાત્મક એટલે કંઇપણ કરવું, રચવું, બનાવવું, ઉત્પન્ન કરવું એવી પ્રવૃત્તિઓ સૌથી સારી છે.

માટીના રમકડાં કરવાં, ગારાના ઘર બનાવવા, રેતીના કુબા કરવા, ખાડા ગાળવા, બાગ કરવો વગેરે આ જાતની પ્રવૃત્તિઓ બાળક ખૂબ કરે તે માટે પ્રબંધ કરવો. બાળક મોટું થતું જાય એમ સંગીત, ચિત્ર, શીવણ, રાંધણ, કાંતવું, વગેરે જાતના હાથઉદ્યોગો બીજી જાતનો પ્રકાર છે ને તે પણ

ઉત્તમ કોટીનો છે. મરદાનગીની રમતો, તેમજ ઝાડે ચડવું, દોડવું, કુદવું, લપસવું, દોરડાં ટપવાં, અખાડાની ઘોડીએ રમવું એ રમતો બાળકને તંદુરસ્ત પ્રવૃત્તિ આપે છે ને બાળક સવળે રસ્તે ચડે છે. આડે ચડી ગએલ બાળકને લખવું, વાંચવું કે ગણિતનું બૌદ્ધિક કામ પણ ઉપકારક છે. પરન્તુ રમકડાંથી રમવું, તરંગી રમતો રમવું. માત્ર Idle talks કરવી, પડયા રહેવું એ બધું તેની કુટેવોને જાગૃત કરનારૂં છે. ટેવોને વધારનારૂં છે. પ્રવૃત્તિ પછીનો આરામ એ આળસ નથી એ કહેવાની જરૂર નથી જ.

આમ આપણે જોયું કે શરુઆતમાં બાળકો ચળનો ભોગ થઇ પડતાં આગળ જતાં તેઓ વધારે ગંદી ને પતનગામી ટેવોમાં સપડાઇ ન પડે તે મા આપણે શું કરી શકીએ.

શાળાઓમાં આબદી વધે નહિ તે બાબતમાં શાળાના સંચાલકો નજર રાખે. સ્વતંત્ર શાળાઓ કે જ્યાં બાળકો છૂટથી ગમે ત્યાં હરેફરે છે કે જાત જાતની પ્રવૃત્તિઓ કરે છે ત્યાં શિક્ષકે જોવાનું જ કે બાળકની પ્રવૃત્તિનો પ્રકાર કેવો છે. તેને લાગે કે તેની પ્રવૃતિનું સ્વરૂપ અનિષ્ટ છે તો તે જરૂર રોકે જ. દરેક શાળાનો નિયમ એજ હોવો જોઇએ કે બાળક

પ્રવૃત્ત રહે, તંદુરસ્ત ક્રિયામાં પ્રવૃત્ત રહે, બળ આપે તેવી ક્રિયમાં, સર્જનાત્મક ક્રિયામાં પ્રવૃત્ત રહે.

બાળકો આપણું પરમ ધન છે. આપણો કિમતી વારસો ભાવિ પેટી છે. એ માટે આપણે પહેલેથી જ ચિંતા રાખીને ચાલીએ. ન આપણે આવા વિચારો ચર્ચતા કંપીએ કે શરમાઇએ, ન આપણે એમાં શરમ ભરેલું ગણી તેનાથી જાતને અને બાળકને ઉપરથી ધોળા અસ્તરથી ઢાંકીને સડયા કરીએ અને બાળકને સડવાને માર્ગે લઇ જઇએ. આપણા જ હિતની દૃષ્ટિએ આ પ્રશ્નને હાથમાં લઇએ અને આપણામાં અને બાળદુનિયામાં જેટલી બને તેટલી સ્વચ્છતા આણવા મહેનત કરીએ.

ગિજુભાઇ